# રેલવેમાં રાખવી જોઇ સાવચેતી

અને

## રસીક ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

વોરા. લલ્લુભાઈ મોતીચંદ

મુ. પાલીતાણા.

પ્રત ૨૦૦૦.

અમદાવાદ.

સીટી પ્રીન્ટીંગ પ્રેસમાં ચંદુલાલ છગનલાલે છાપી.

સંવત ૧૯૬૭—સને ૧૯૧૦

કીંમત બે આના.

# પાલીતાણાના નેક નામદાર, કુમાર બહાદુરસિંહજી તથા એડમિનિસ્ટ્રેટર એબિન સાહેબ બહાદુરનો ઉપકાર.

( વણઝારો. )

પાલીતાણા શુભ રાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ટેક.
મિસ્ટર એવમ્સ આણી, આગગાડી આંહી ચલાવીરે;
પ્રજાજન સુખને કાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૧
બળદો પર થાતો ત્રાસ, તે દુર થયો છે ખાસરે;
દીપાવ્યું ગોરે રાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૨
બહુ [illegible] સુધારા કીધા, જન આશીર્વાદો લીધારે;
પાલીતાણા શીરતાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૩
વય નાની બુદ્ધિ મોટી, શાણાએ કરી કસોટીરે;
દીન પર દીન વધતી લાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૪
છે જૈન જાતરા સ્થાન, બહુ દીનને મળતું દાનરે;
આવે જ્યાં સંઘ સમાજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૫
છે ન્યાયી રાજ તમારૂં, સુખ પ્રજા પામતી સારૂંરે;
આશીષ દીયે તે આજ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૬
મોતીચંદ સુત ગુણ ગાઇ, તમ સેવક લલ્લુભાઇરે;
સુગુણ તણા છો ઝાઝ, શ્રી બા'દુરસિંહ મહારાજ. ૭

# ભાવનગરના નેક નામદાર મહારાજા સરભાવસીંહજીનો ઉપકાર.

( વણઝારો. )

ઉપકાર કર્યો બહુ આજે, શ્રી ભાવનગર મહારાજે. ટેક.
ઝડપેથી કામ ચલાવી, મજબુત સડક બંધાવીરે;

...ળીં આજે, શ્રી ભાવનગર મહારાજે. ૧
...સ રેલવે બાંધી, પાલીતાણું જૈ સાંધીરે;
... જન હિત કાજે, શ્રી ભાવનગર મહારાજે. ૨
...દીઓનાં સંકટ કાપ્યાં, બીજ અભયદાનનાં થાપ્યાંરે;
સુકાજ કરી શીસ્તાજે, શ્રી ભાવનગર મહારાજે. ૩
આ રાજ અવિચળ રે'જો, શુભ લાભ પ્રજાજન લેજોરે;
ભય દુઃખ સરવેનાં ભાજે, શ્રી ભાવનગર મહારાજે. ૪
અંતરના આશીર્વાદે, ગુણ ગાય મધુરા સાદેરે;
કહે કેશવ વધજો લાજે, શ્રી ભાવનગર મહારાજે. ૫

શા. કેશવલાલ જમનાદાસ પાલખીવાળા.
અમદાવાદ.

(બેડા બાઈ બુડતો તારો રે, અંબે આદ પાર ઉતારો) એ રાગ

પ્રજા દુઃખ પામતી દા'ડી રે, થયું સુખ આવતાં ગાડી. ટેક
નિર્દય ગાડીત ગાય જણ્યાને, દેતા હતા માહા દુઃખ;
જમ સમાના લેશ ન જંપે, તોય ન ભાગી ભુખ. પ્રજા. ૧
આર પરોણાનો જોરથી મારી, કાઢતા શ્રોણીત ધાર;
દૈત જેવાને દયા ન હોએ, ઉર વધે તલભાર. પ્રજા. ૨
એશ બિચારાનાં કાંધ ફુલેલાં, દેખીને કંપે કાય;
જન દયાળુ જોઈને ત્રાસે દીલે આવે દયાય. પ્રજા. ૩
વાટમાં ભાગે ગાડાનાં પઈડાંને, રેતા રખડતા લોક;
ટાઢમાં ઠરતાને તડકે બળતા, એક ટળ્યો સઉ શોક. પ્રજા. ૪
પગ પ'રાણે માંડે તેવા, બળદ જોડાતા જોઈ;
દીન આખામાં પો'ચે પ'રાણે વાટમાં રે'તા કોઈ પ્રજા. ૫
ગાડીતના બાઈ ટપ્પાવાળા પણ, કરતા ઘોડાપર કેર;
મારી ચાબુકાને કાલે ચલાવે, આણે ન મનમાં મ'ર. પ્રજા. ૬

પઇડુ ફરે એમ બોલીને ફરતા, માંડે તીહાં કકળાટ;
પુરૂ પજવતા બેસારૂઓને, કરતા ભાટનો ધાટ.
ટેમ ચુકાવેને ફંદ કરે બહુ, ખાવાને માટે ખાસ;
ભીખારી પેઠે માગે પ'રાણે, આપો ઢાગોને ધાસ. પ્રજા.
ટાંગાના ઘોડા ટાટા સરીખા, જોડતા જમના દુત;
ચાલતાં આંખે ચકકર આવે, તોય ચલાવે ભુત. પ્રજા. ૯
ધરી તુટે જો તીહાં વળી તો, રખડતા રણુ માંય;
લુટારૂ ટોળી આવી મળે તો, ગાભા ઉતારે ત્યાંય. પ્રજા. ૧૦
સુખ બેસારૂને લેશ નહોતુ, દુઃખ હતુ દરીઆય;
ધાડપાડુની વાત સાંભળતાં, કંપતી ભારે કાય. પ્રજા. ૧૧
હાડમારી થતી હદથી જાદે, બંધ થઇ તે આજ;
આશિષ્ય એની 'બા'દુરસિંહને', રે'જો અવિચળ રાજ. પ્રજા. ૧૨
મીસ્ટર 'ઓવન' સાહેબને સઉ, પ્રજા દે આશીર્વાદ;
સુખરૂપેથી સુજસ કેરો, વરસાવ્યો વરસાદ. પ્રજા. ૧૩
સંકટ સરવે દુર થયાંને, લે'ર થઇ છે આંહી;
પ્રતાપ એ છે પાલીતાણાનો, વિનવે લલ્લુભાઇ. પ્રજા. ૧૪

## ભોજા ભગતના ચાબખાનો

(મુરખો રળી રળી કમાણો, માથે મેલશે મો'ટો પા'ણો) એ રાગ.

### પેસેન્જરોને સુચના

મનવા મોજ મઝા તું માણ, ગાડી ઝડપે આવી જાણ; ટેક.
ગાડી પાલીતાણે ચાલુ થઇ છે, શુભ મહુરતની માંય;
દુઃખ ગયું ને સુખ થયું છે, હર્ષ ધણેરા થાય. મનવા. ૧
સીધી સડકપર પાટા પડયા છે, તારનાં દોરડાં ત્યાંય;
બેસાર લેઇ ને આવે ને જાયે, સ્ટેશન કીધુ યાંહ. મનવા. ૨

ઉંબાન આવ્યું, જાણોને કળીયુગ માંય;
ઠેની ગમે મળ્યાં ત્યાં, શું બાકી રે' ત્યાંય. મનવા. ૩
ઉત્યારે વાતો થતી તી, આવશે ક્યારે ચાંય;
મારાને શેરે જગાડ્યું, ઘીંચાટ તેમાં થાય. મનવા. ૪
? વાગેને જાશે પેસેન્જર, ટીકટો લેવા જાય;
મુરખ માનવી પેલું પ'રાણું, ધકાધકી ત્યાં થાય. મનવા. ૫
ઝાંપે ખોલીને જાવા દીયે છે, ટીકીટ કાપીને ત્યાંય;
બોજે વધારે હોય જસ તો, તોળે છે કાંટા માંય. મનવા. ૬
પાંચમીનીટ પહેલ વાગે ટકોરો, પડતી સીગલ ત્યાંય;
બેસાડ, માનવી બેસે ત્વરાથી, જાણે ન કાંઇ રહી જાય. મનવા. ૭
આગે ગાડી કે તાર દીયે છે, જોઈનુ સ્ટેશન જ્યાંય;
ત્યાંના માણસો ચેતી ઉભા રે', આવે કે બેશી જાય. મનવા. ૮
ચાલી શાહેરથી મઢડે આવે, ત્યાંથી પાલીતાણા માંય;
બેસે ઉતરતા બહુએ જણાએ, વાર નવ લાગે કાંય. મનવા. ૯
પાકી પોટલી સુની ન મુકશો, ચુકયા તો ચોર લૈ જાય;
માલ શે ને રોશો પછી ત્યાં, વી'વાની વરથી થાય. મનવા. ૧૦
ચતુર નર સૌ ચેતીને રે'જો, લુચ્ચા રહે છે સાથ;
ટિ લઇને થાયે પેસેન્જર, મારે પછી તે હાથ. મનવા. ૧૧
શી પગવ આ ઉરે ધરીને, લેશ ન ચુકશો કાંઇ;
હિ : બ્રાહ્મણ પેસેન્જરોને, કે'છે લલ્લુભાઈ. મનવા. ૧૨

# રેલવેમાં રાખવી જોઈતી સા.

દરેક ભણેલા માણસોએ પોતાની પાસે નાની પોકેટબુક પેનસીલ હમેશાં રાખવાં.

૨ તે પોકેટબુકમાં પોતે મુસાફરીમાં સાથે રાખેલા સામાનની યાદી તથા આપણે જે ગામ જવાના હોઇએ તે ગામમાં જેને ત્યાં ઉતરવાના હોઇએ તે સખસનું નામ ઠામ વગેરે સારા અક્ષરથી લખી લેવું જેથી તે ગામમાં જઇ ફાંફાં મારવાં પડે નહીં.

૩ સગાં સંબંધી તથા ભાઇબંધ દોસ્તદારોને આગલે દીવસે મળી આવવું અને બનતા સુધી તેમને સ્ટેશન ઉપર ન આવવા વીનંતી કરવી કારણ કે તેથી ગાડીનો વખત ચુકવાનો ઓછો સંભવ રહેશે

૪ દરેક ઉતારૂએ ઓછામાં ઓછો અરધો કલાક આગળથી સ્ટેશન ઉપર જવું તેમ કરવાથી નીરાંતે ટીકીટ કઢાવાય છે; સગાં વહાલાં જો સ્ટેશન ઉપર આવેલાં હોયછે તો વાતચીત થાય છે; અને ગાડીમાં પણ બેસવાની સારી જગા મળે છે.

## ટીકીટ કઢાવવા વિષે.

૫ ટીકીટ કઢાવતી વખતે બહુજ સાવચેતી રાખવાની જરૂર છે કારણ કે સ્ટેશન ઉપર ઘણા ભામટા તથા ખીસ્સા કાતરૂ હોય છે.

૬ પોતાની સાથે જો કોઇ માણસ હોય તો તેને પોતાનો સામાન સાચવવા બેસાડી પોતે ટીકીટ વાસ્તે જવું અથવા તો પોતે સામાન સાચવવા બેસવું અને બીજાને ટીકીટ વાસ્તે મોકલવો.

૭ જો બીજાને ટીકીટ વાસ્તે મોકલવો પડે તો તેને કયા સ્ટેશનની ટીકીટ લાવવાની તેની તેને સારી રીતે સમજ પાડવી.

કરાવવા જતી વખતે ખિસ્સામાં કાંઇપણ જરજોખમ કેટલાક માણુસો અંગરખાના ગજવામાં રૂપીઆ મુકી મુકી ટીકીટ કરાવવા જાય છે. તેથી ખીસ્સા કાતરનારને લાભ થાય છે, માટે અંગરખાના ગજવામાં જોખમ મુકી જેવું લટકતું મેલવું નહિ પણ તેને કેડે ખોશી રાખવું.

૯ પોતાની કોટમાં ઘરાણું હોય તો અંગરખા ઉપર બહાર રાખવું નહિ. પણ કુડતાની અંદરની બાજુએ બહાર ન દેખાય તેમ રાખવું કારણ કે જો ઘરાણું ઉપર દેખાતું હોય છે તો લુચ્ચા લોકોનો દાવ ફાવે છે, આપણે ટીકીટ કરાવવાની ગડબડમાં હોઇએ તે વખતે તે લુચ્ચા લોકો હળવે રહી આપણી ડોકમાંનું ઘરાણું કાઢી લે છે.

૧૦ ટીકીટ કરાવતી વખતે ધક્કા ધક્કી થતી હોય તેવામાં પેસવું નહિ પણ ભીડ ઓછી થાય ત્યારેજ પેસવું ટીકીટ મળશે નહિ તેથી ધક્કા ધક્કી કરી મુકેછે તે મુર્ખનું કામછે. નક્કી સમજવું કે રેલવેવાળાઓ ચાલતા સુધી કોઇને મુકી જશે નહિ, માટે ધીરજ રાખવી.

૧૧ ટીકીટ કરાવવા જવું ત્યારે ટીકીટની ફી જેટલાજ પૈસા પાસે રાખવા કારણ કે જો વધારે પૈસા રાખીએ છીએ તો ભુલ થાય છે. જેમકે અમદાવાદથી પેટલાદ સુધીના અગીઆર આના બેસે છે. હવે તે અગીઆર આનાને બદલે કેટલાક માણુસો એક રૂપીઓ રાખે છે. તે રૂપીઓ ટીકીટ માસ્તરને આપે છે ટીકીટ માસ્તરનો જીવ તે વખતે ઉતારૂઓની ભીડને લીધે ગડબડમાં હોય છે તેથી ભુલથી એક બે પૈસા ઓછા આપી દેછે. માટે ટીકીટની ફી જેટલાજ પૈસા ટીકીટ માસ્તરને આપવા.

૧૨ ટીકીટની ફી જેટલાજ પૈસા લઇ જવા, તે ખરા ખોટા તપાસીને લઇ જવા કારણ કે એકાદ પૈસો કે રૂપીઓ જો રાશી નીક-

ઊળશે તો ટીકીટ વીના પાછું આવવું પડશે. મ
નેજ પૈસા પાસે રાખવા.

૧૩ દરેક ઉતારૂએ પોતાની પાસે પરચુરણ
કેમકે કોઈ કોઇ વખતે ટીકીટ માસ્તર પાસે પરચુરણ
ટીકીટ મળતી નથી.

૧૪–અમદાવાદ વગેરે કેટલાક મોટા સ્ટેશનો ઊપર ઉતા
ટીકીટ કરાવતી વખતે હારબંધ ઉભા રાખેછે. તેથી ધકકા ધકકી
થાયછે જોર ચાલતું નથી. તે રીવાજ બહુ સારો છે અને તે ઉતા
રૂઓનાજ ફાયદાનો છે માટે તે રીવાજને માન આપી હારમાં જઈ
ઉભા રહેવું અને પોતાનો વારો આવે ત્યારે ટીકીટ લેવી; પણ જો
હારમાં ઉભા નહીં રહો તો તમને ટીકીટ ઘણી મુસ્કેલીથી મળશે.

૧૫ તમો હારમા ઉભા રહો અને કોઇ તમારો સ્નેહી તમને
મળે અને કહે કે મારી ટીકીટ કઢાવતાં આવજો તો જો તમારો
સ્નેહી તમે જે સ્ટેશને ઊતરવાના છો. તેજ સ્ટેશને ઉતરવાનો હોય
તો તેની પાસેથી ટીકીટના પૈસા ધીરે રહીને ગણી લેવા; અને પો-
તાની ટીકીટ સાથે તેની પણ ટીકીટ કઢાવવી. પણ જો તમારો સ્નેહી
તમે જે સ્ટેશને ઉતરવાના હો તે સ્ટેશને નહીં પણ બીજા સ્ટેશને
ઊતરવાનો હોય તો તેની ટીકીટ કરાવવાની ચોખી ના પાડવી કારણ
કે એકજ માણસને બે જુદા જુદા સ્ટેશનોની ટીકીટો ટીકીટ મા-
સ્તર આપતા નથી.

૧૬–ઉપર લખેલા પૈસા તમે તમારા સ્નેહી પાસેથી લ્યો તે જો
પોલીસના જોવામાં આવે તો તમને બેયને હારમાંથી દુર કરેછે.

૧૭–તેમજ તમે જો હારમાં ઊભા રહો અને તમારા સ્નેહીને
તમારી સાથે બોલાવીને ઉભો રાખો તે પોલીસ જુએ તો તમને બે-
યને હારને છેડે હાંકી મુકશે. અને તમારૂ અપમાન ગણાશે.

સુધી બીજાની ટીકીટ કરાવવાના પૈસા આપવા નહીં કેમ વખતે મોટી મુંઝવણમાં આવી પડાય છે.

ટીકીટ માસ્તર ટીકીટ આપે કે તુરત પોતે જો ભણેલો હોય તો ખાત્રી કરવી કે તે ટીકીટ આપણે માગી તેજ છે કે કોઈ બીજા સ્ટેશનની ને ત્યારપછી તેની કીંમતના પૈસા ખાત્રી કરવી અને જો કંઈ ઓછી વધી ફેરફાર હોય તો ટીકીટ માસ્તરને જાહેર કરવું કે મેં આટલા પૈસા વધારે આપ્યા.

૨૦—જે વખતે ટીકીટ માસ્તર આપણી તરફ ટીકીટ ફેંકે તે વખતે ઝડપથી તે ટીકીટ લઈ સુચના ઓળખીને લખ્યા પ્રમાણે તપાસ કરવી કારણ કે જો ટીકીટ ઉપાડી લેતાં વાર લાગેછે તો પાસે ઉભેલો પોલીસનો સીપાઈ ધકકો મારેછે માટે ટીકીટ ઉપાડી લેતાં વાર કરવી નહીં.

૨૧—કેટલાક માણસો ઉતાવળમાં ફી ઉપરાંત વધારાના પૈસા ટીકીટ માસ્તર પાસેથી પાછા લેવાનું ભુલી જાયછે અને ટીકીટ લઈ ચાલતા થાય છે પછી બહાર ગયા પછી પઈસા પાછા લેવાનું સાંભરેછે તે વખતે ટીકીટ માસ્તર પાસે જાયછે તે જો માસ્તર સારો હોયછે તો વધારેના પઈસા પાછા આપેછે, નહીં તો સીપાઈના ધકકા ખાવા પડેછે.

૨૨—ટીકીટ લીધી કે તરત તે ટીકટનો નંબર વાંચીને અગર વાંચતાં ન આવડતું હોય તો કોઇ બીજા પાસે વંચાવીને આગળ કહેલા ખીસ્સા બુકમાં તે નંબર લખી લેવે.; કારણ કે જો કદાચ ટીકીટ ખોવાયછે તો તે નંબર જો આપણને યાદ હોયછે તો તે રેલ-વેવાળાને કહેવાથી તેનો તપાસ કરેછે અને વખતે પઈસા આપવા પડતા નથી.

૨૩—ટીકીટ દરેક માણસે પોતાની પાસે રાખવી જો કોઇ સ્ટેશને પેસાબ પાણી કરવા ઉતરીએ અને ગાડી ઉપડી જાય તો ટીકીટ પાસે હોવાથી બીજી ગાડી આવછે. પણ જો ટીકીટ બીજા પાસે મુકવા આપી હોય તો જનાર માણસને બહુ હેરાન થવું પડેછે અને આખું ભાડું આપી ટીકીટ લેવી પડે છે.

૨૪—નાનાં છોકરાંની ટીકીટ તેના માબાપે પોતાની પાસે રાખવી જોઇએ કારણકે છોકરાને ટીકીટ આપવાથી તે ખોવાવાનો સંભવ રહેછે. વળી વળી નાના છોકરાને ગાડીમાંથી એકલા ઉતરવા દેવામાં આવતા નથી તેથી તેઓને પાછળ રહી જવાનો સંભવ ઓછો હોયછે.

૨૫—ત્રણ વરસની અંદરનાં છોકરાંની ટીકીટ બેસતી નથી ત્રણથી બાર વર્ષનાની અરધી ટીકીટ બેસેછે અને બાર ઉપરાંતનાની આખી ટીકીટ બેસેછે એવો રેલવેનો કાયદો છે.

૨૬—કેટલાક માણસો ટીકીટ વિના રેલવેમાં મુસાફરી કરેછે તે ઘણું ખરાબ કામ છે; અને વખતે જો પકડાઇ જાય તો ડબલ ફી તથા દંડ આપવો પડેછે., અને હેરાન થાય તે જુદું

૨૭—કટલાક માણસો એક સ્ટેશનની ટીકીટ લઇ તેથી આગળના સ્ટેશને ઉતરેછે ને મનમાં એમ ધારેછે કે વધારેના પૈસા ઉતરીશું ત્યાં આપીશું પણ તેમા તેમની ભૂલ છે કારણ કે આગળના સ્ટેશને ડબલ ફી આપવી પડેછે. દાખલા તરીકે કોઇ માણસે આણંદ સુધીની ટીકીટ આઠ આના આપીને લીધી પણ ગાડીમાં બેઠા પછી તેને વડોદરે જવાનો વિચાર થાય તો તે માણસે આણંદ ઉતરી તરત ચાર આના આપી વડોદરાની ટીકીટ લઇ પાછા ગાડીમાં બેસવું પણ જો આણંદથી ટીકીટ લીધા વિના જાય તો ચાર કે આઠ આના આપવા પડેછે.

...પ્રમાણે જ્યારે અધવચ્ચે ટીકીટ કરાવવા જવું ...પોટકું સાથે લઇ જવું કારણ કે ટીકીટ કરાવતાં ...ને ગાડી ઉપડી જાય તો હરકત પડે નહીં.

...કીટ વેચવી તે રેલવેના કાયદા પ્રમાણે ગુન્હોછે.

...ટીકીટ લીધા પછી આપણો વિચાર બદલાઇ જાય તો ...વેચવી નહીં પણ ટીકીટ માસ્તરને પાછી આપવી અને ...ટના પૈસા પાછા લેવાં.

૩૧—કેટલાંક માણસો ટીકીટને ખેસને છેડે બાંધેછે અથવા હાથમાં રાખી મુકે છે અથવા ખિસ્સામાં છુટી મુકે છે તેથી કોઇ વખતે ટીકીટ ખોવાય છે માટે ટીકીટને અંગરખાની કસે બાંધવી. અગર પાકીટમાં મુકવી અને તે પાકીટ સારી પેઠે સાચવવું

૩૨—જો આપણી પાંસે રીટર્ન ટીકીટ હોય તો જે સ્ટેશને આપણે ઉતરવાના હોઇએ ત્યાં અરધી ફાડી આપવી અને અરધી આપણી પાસે રાખવી.

૩૩—જો વચમાં કોઇ સ્ટેશને મુકામ કરવો પડે તો ત્યાં ટીકીટ આપી દેવી નહીં કેટલાક માણસો ભુલથી ટીકીટ આપી દેછે માટે સાવચેતી રાખવી.

### ઝાંપામાં પેસતા રાખવા જોઇતી સાવચેતી.

૩૪—ટીકીટ લઇને બહાર નીકળ્યા એટલે જો ઉતારૂઓને ઝાંપામાં લેતા હોય તો તરત પોતાનો સામાન લઇ ટીકીટ કપાવી ઝાંપામાં જવું; પણ જો ભીડ હોય તો ઊતાવળ કરીને અંદર જવું નહીં કારણ કે ધક્કા ધક્કીમાં જવાથી કોઇનાં પાકીટો ચોરાય છે; કોઇના પાઘડીના તોરા કપાયછે અને નાના છોકરાંની ટોપીયો જાય છે, અને જો સાથે નાના છોકરાં હોય છે તો તે બિચારા કચરાઇ જાયછે અને છુમરાણ કરી મેલે છે.

૩૫—જો આપણી પાસે બહુ સામાન હ
તે મજુર પાસે રેલવેનો પાસ હોવો જોઇએ ક
મજુરને અંદર દાખલ કરતા નથી, તે મજુરની

૩૬—કેટલાક ઉતારૂઓ પાસે રેલવેના
બોજો હોયછે તોપણ પૈસા બચાવની ખાત
ઝાંપામાં દાખલ થવા જાયછે ત્યાં આગળ
હોય છે તે તેનો કાંટા ઉપરાંતનો બોજો જો
પર જવા કહે છે તે વખતે તે ઉતારૂ ગાભરે
પછી જવાનો વખત થઇ ગયો હોવાથી ઘણી
રહી જાય છે માટે સૌથી સારો રસ્તો એ છે કે
કરતાં વધારે બોજો હોય તે તોળાવવો અને તેનું નુર
લેવી તેથી કોઇ પણ સ્ટેશને હરકત પડશે નહીં.

૩૭–કેટલાક ઉતારૂઓને જ્યારે સીપાઇ કાંટા ઉપ
છે ત્યારે ગાડી ઉપડી જવાની બીકથી અથવા તો પૈસા
આશાથી તે સીપાઇને બે આના કે ચાર આના આપે છે. તે
કામ છે, અને વળી તે સ્ટેશન તો કદી જવા દેશે પણ જે
તમે ઉતરશો તે સ્ટેશને પાછા સીપાઇ રોકશે માટે સુચના છત્રીસ
પ્રમાણે વર્તવું

૩૮–ત્રીજા વર્ગના ઉતારૂઓને દર એક ટીકીટ દીઠ બંગાળી
પંદર શેર એટલે આપણા ત્રીસ શેર, બીજા વર્ગના ઉતારૂઓને દર
એક ટીકીટ દીઠ બંગાળી ત્રીસ શેર એટલે આપણા સાઠ શેર, અને
પેહેલા વર્ગના ઉતારૂઓને દર એક ટીકીટ દીઠ બંગાળી સાઠ શેર
એટલે આપણા એકસોને વીસ શેર, મફત લઇ જવા દે છે. તે ઉ-
પરાંત હોય તે તોળાવવો પડે છે એટલે કે આપણી પાસે બોજો

૪૪-ઇન્જીનની પાસેના પેહે બેસાય તો સારું કારણ કે જો રેલ આવ છે તો પેહેલા એ ઍંજીન ડબાને ।

૪૫-નાના સ્ટેશનોએ ગાડી બે નથી માટે તેવા સ્ટેશનો ઉપર જોઈએ માર તે ડબામાં બેસી જવું.

## ગાડીના બારણા આગળ બેસવાથી

૪૬-કેટલાક લોકો સ્ટેશનો તથા નદીયોના લચથી બારણા આગળ બેસવા ગાળાગાળી તથા તે બહુ મુર્ખાઇનું કામ છે.

૪૭-ગાડીના બારણા આગળ બેસવાથી ઘણાં પગનાં આંગળાં કપાઇ જાય છે માટે સમજુ માણસે બારણા આગળ બેસવું નહી.

૪૮-કદાપી કમનશીબે જો ગાડીની વચમાં જગા ન બારણા આગળ બેસવું પડે તો દરેક સ્ટેશને બારણું ઉઘાડતી સતી વખતે બહુ સાવચેતી રાખવી. જરા પણ જો ગફલત તો તેનું માઠું પરીણામ આવશે.

૪૯-કેટલીક વખતે ભુલથી બારણાની કડી વાસ્યા વિનાન રહી જાય છે તેથી બારણા આગળ બેસનાર ઉતારૂ જાણે છે બારણું સારી રીતે વાસેલું છે તેથી તે બારણા ઉપર હાથીને થુંકવા અગર બહાર જોવા જાય છે તે વખતે બારણાને આંકડી નહી વાસેલી હોવાથી બારણું એકદમ ઉઘડી પડે છે અને તે ઉતારૂ બહાર રસ્તા ઊપર તુટી પડે છે અને સખત ઇજા પામે છે. માટે

જ્યારે જ્યારે બારણું ઊઘડે ત્યારે
. બહુ કાળજી રાખવી.

ારણું વાસવા વાંકા વળી આંકડી ભ-
ક પાઘડી હોય છે તે પડી જાય છે માટે
ારે માથા ઊપર ટોપી કે પાઘડી રાખવી નહી.

.ગળ બેસવાથી ચાલતી ગાડીએ બહાર જોવાનું
કેટલાક ટોપી અને પાઘડી સહિત બહાર જુએ
પાટામાં તે ટોપી કે પાઘડી ઉડી જાય છે. માટે
.ઘડી રાખી બહાર જોવું નહીં.

ડીના બારણા આગળ બેસવાથી દરેક સ્ટેશને માણુ-
કેતર થાયછે તેથી બેસનારને ઘણી અડચણ પડે છે.
.ખતે બીજા ઉતારૂઓની સાથે પોતાનો સામાન પણ તણાઈ
. કેટલીક વખતે જોડા કે લાકડી પડી જાય છે

## ગાડીમાં બેઠા પછી રાખવાની સાવચેતી.

૫૩—ગાડીમાં બેઠા પછી સઉથી પહેલું કામ એ કરવાનું છે કે જે ડબામાં આપણે બેઠા હોઇએ તેનો નંબર આપણી ખીસ્સાં બુકમાં લખી લેવો. કારણ કે કેઇ કોઈ વખતે તે નંબર બહુ કામનો થઇ પડે છે. કેટલીક વખતે ઉતારૂઓ પેશાબ પાણી કરવા ઊતરે છે ત્યારે તેમને પોતાનો ડબો જડતો નથી તેથી આ ડબાથી પેલે ડબે ફાંફાં મારવાં પડે છે પણ જો ડબાનો નંબર જાણતા હોઇએ તો ફાંફાં મારવા પડતા નથી.

૫૪—વળી કેટલાક ઊતારૂઓ પોતાના મુકામે ઉતરવામાં ઊતાવળ કરેછે તેથી પાછળ છત્રી, પાણીનો ચંબુ વગેરે ગાડીમાં ભુલી

જાયછે તે જો ડબાને નંબર ૨
ઉપર તાર કરી તે ડબામાં તજ.

પપ-પોતાનો સામાન પોતે ૭
તળે મુકવો. કેટલાક ઉતારૂઓ બેસેઇ
મુકેછે ક્યાં તે ભુલ ભરેલું છે જ્યાં
ગેરે સામાન રાખવો.

પ૬-દરેક સ્ટેશને જયારે પોતાના ૭.
ત્યારે પોતાના સામાનના દાગીના ગણી જોવા.

પ૭-કેટલાક માણુસો તમારી પાસે માલ ર
સાથે ગાડીમાં વાતચીતથી તમારૂં મન આરશી લેઇ
પારી ખવરાવી તથા ડાહી ડાહી વાતો કરી તમારો
ઉપર બેસારેછે; અને છેવટે તમારી પાસે શીશી વસ્તુ
રૂપિઆ છે વગેરે કળે કળે પુછી લેછે, અને તમને ર
શીખામણુ આપે છે આવી રીતે એક જણુ તમને વાતોમ.
અને બીજો તમારૂ પાકીટ ઉપાડી પોબારા ગણે છે. માટે
ણુસને ઓળખી કાઢી તેવાઓથી સાવચેત રેહેવું.

પ૮ વળી કેટલાક ઠગ લોકો તમારી સાથે આગળની પિ
કાઢશે અને જાણે આગળ આપણે મળ્યા છીએ એવું ડોળ કર.
અને તમને એમ બતાવશે કે હું તો ઘણો સાલસ માણુસ છું પછી
જયારે તમારી સાથે બહુજ મેળાપ થશે ત્યારે કહેશે કે બએ ઘડી
આરામ લ્યો. આખો દિવસ શી રીતે બેશી રહેવાય. આપણે બે
જણુ છીએં એટલે વારાફરતી જરા ઉંઘ લઇએ એમ કહી પેહેલો
પોતે ઊંઘી જાય છે; પણુ આશરે એકાદેક કલાક મોઢે લુગડું ઓઢી

ક હવે આપ સુઇ રહો જાગુ
કે હું બેઠો છુ એમ કહી તમને
ભર ઊંઘમાં પડશે ત્યારે તે ઠગ મા-
ી કોણ જાણે કયે સ્ટેશને ઉતરી જાય
આવા ઘણા દાખલા બન્યા છે માટે
.વી વખતે તરતુ પોલીસને તથા ગાર્ડને

ડ
.ા ઊંઘવુ નહીં, "જાગતો જીતે ને ઊંઘતો
.વ રેલવેમાં થાય છે.
ક વખતે આપણી સાથે પારશી મુસલમાન કે કોઇ
મશ્કરા માણસો બેઠેલા હોય છે તે લોકો આપણે જો
છીએ તો ઓચીંતા એકદમ બુમ પાડે છે કે એ
એ વાણીયા ! ઉઠ ! ઉઠ ! તારે કયાં જવું છે ? ત્યારે તે
એકદમ આંખો ચોળતો બોલી ઉઠે છે કે ! મારે દમણ
ી ત્યારે પેલા મશ્કરા કહે છે કે ઉતરી પડ, ઉતરી પડ આ
ક છે. ઝટ કર નહિ તો હમણે ગાડી ચાલશે. એટલે તે બી-
.રો ઉતાવળો ઉતાવળો પોતાનો સામાન લઈ ગાડીમાંથી ઉતરી પડે
છે અને ગાડી ચાલી જાય છે પછી તે માણસ પુછે છે કે આ કયું
સ્ટેશન છે ? ત્યારે કોઇ માણસ સ્ટેશનનું ખરૂં નામ કહે છે કે આતો
અંકલેશ્વર છે. ત્યારે તે પોક મુકીને રૂએ છે. કેમકે તેવા મશ્કરા ગમે
તે સ્ટેશનનું નામ દમણ કહીને તેને ઉતારી મુકે છે માટે તેવા લો-
કોથી પણ સાવચેત રહેવું.

૬૧ આપણે જે ખાનામાં બેઠા હોઇએ તે ખાનામાં જો ઢેડ
બેસવા આવે તો તેને નરમાશથી કહેવું કે ભાઈ આગળના ડબામાં

(

જહુ માગ છે માટે આગળ જા અમ.
છે. વગેરે બે શબ્દ બિહામણથી કહેશો તે.
એ તેની સાથે અબેતબે કરી તુંકારાથી
ારાશે અને સિપાઇને કે ગાર્ડને બોલાવી

૬૨ જો જોરજુલમથી આપણા ખ
આપણે બીજા ખાનામાં જવું પણ તેની સાથ

૬૩ કેટલાક માણસો ગાડીમાં લડી મરે છ
જે કારણ કે કોઇના બાપની ગાડી નથી અને કોઇ
રહેવાનું નથી બધાએ ઘડીના મેમાન છે માટે લડાલડી

૬૪ "અંગ્રેજના રાજમાં ઢેડ મારે ધક્કે" એ કહે
ાવ રેલવેમાં સારી રીતે થાય છે. આ બાબત સર્વ લોકો
સરકારને અરજી કરવી જોઇએ કે ઢેડ લોકો સારૂ દરેક ટ્રેઇ
ના ખાના જુદા રાખવા.

૬૫ આપણી ટીકીટ ખોવાએલી આપણને માલમ પડે કે તુ
ગાર્ડને જાહેર કરવું કે મારી આટલામા નંબરની ટીકીટ ખોવાઇ છે.

૬૬ ગાડીમાંથી ઉતરતી વખતે બહુ સાવચેતી રાખવી. નાના
સ્ટેશને ગાડી થેડીજવાર થોભે છે માટે અગાથી પોતાનાં પેટકાં
તૈયાર કરી રાખવા અને સ્ટેશન આવે કે તગત ઉતરી પડવું માટે
સ્ટેશને બહુ ઉતાવળ કરવી નહીં પણ ધીરથી પોતાનો બધો સામાન
લઇ સંભાળી પછી ઉતરવું.

૬૭—આપણી સાથે ગાડીમાં જે માણસ બેઠું હેય તેનું નામ
ઠામ આપણી ખીસ્સાબુકમાં લખી લેવું કેમકે આપણે કંઇ વસ્તુ
ગાડીમાં ભુલી જઇએ અથવા તે માણસ ભુલી જાય તો ગાર્ડને કહ
હેવા થાય કે મારી સાથે ફલાણા ગામનો ફલાણો માણસ બેઠો હતો.

)

.નો લોટો ભરી ગાડીના બારણા
છે ને લોટો હાથમાંથી ખસી પડેછે
. પાણી પીવું નહીં.

.ાણુસ, પાછળ રહી જાય તો જે સ્ટેશને
' ગાર્ડને તથા સ્ટેશન માસ્તરને ખબર
.. પાછળના સ્ટેશને રહી ગયું છે, તેમજ
. પણ સ્ટેશન માસ્તરને ખબર આપવી.

## .થા બીજા વર્ગના ઉતારૂને ઉપયોગી.

,લા તથા બીજા વર્ગના ઉતારૂઓએ જે ખાનામાં ગોરા
.ય તે ખાનામાં ચાલતા સુધી બેસવું નહીં; કારણ કે
વખતે કાળો ગોરી આમડો વચ્ચે ગાડીમાં તકરાર થાયછે.

.૧—ચાલતા સુધી રાતની મુસાફરી પેહેલાં તથા બીજા વર્ગના . વગર સોબતીએ કરવી નહીં. કારણ કે જો આખા ડબામાં એકલાજ હોઈએ તો કોઈ કોઈ વખતે જીવનું જોખમ થવા- . વકી છે. એવા ઘણા દાખલા બન્યા છે કે જેમાં પેહેલા તથા બીજા વર્ગમાં એકલા બેઠેલા ઉતારૂના જાન ગયા છે. માટે જો આ- પણી સાથે ખાનામાં બીજો કોઈ હોય તો હરકત નહીં; નહીં તો રાત્રે ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી.

૭૨—કોઈ કહેશે નિરાતે ઉંઘી જવા સારૂ તો પેહેલા તથા બીજા વર્ગની ટીકીટો લઈએ છીએ; ને રાતે તમે ત્રીજા વર્ગમાં બેસવા કહો તે ઠીક નહીં. આના જવાબમાં આગળ અમે કહી ગયા છીએ કે ગાડીમાં જીવનું એજ જોખમ ભરેલું છે.

૭૩—પેહેલા તથા બીજા વર્ગના ડબામાં પેશાબખાના હોય છે

તેમાં જતી વખતે સંભાળ
નહીં. કોઈ કોઈ વખતે બારણું
કે અંદરથી ઉઘડતું નથી અને
વાસ્તે બહુ કાળજી રાખવી.

૭૪—પેહેલા અને બીજા વર્ગ.
ઉપર બાંધેલું પાટીયું વાંચવું કે આ
બેને માટે છે કારણ કે સ્ત્રીઓને માટે રા
બેસી જવાય છે તો અધવચ્ચે તે ખાનું ખા
બેસવું પડે છે.

## વચમાં મુકામ કરવા વિશે

૭૫—દરેક સો માઇલે એક દિવસ સુધી ( ૨૪
મુકામ કરી શકાય છે.

૭૬—જે ઉતારૂ વચમાં મુકામ કરે તેણે ટીકીટ ક
ટીકીટ પાછળ શેરો કરાવી લેવો કે ફલાણે સ્ટેશને મુકામ.

૭૭—સો માઇલ કરતાં ઓછી લંબાઇના મુસાફરો રસ્તા
તે સ્ટેશને મુકામ કરી શકે પણ જે સ્ટેશનથી ટીકીટ લીધી
ત્યાં ચોવીસ કલાકની અંદર પહોંચવું જોઇએ.

૭૮—જે ગાડીને વાસ્તે ટીકીટ લીધી હોય તેમાંજ પાછી મુસાફરી કરવી જેમકે પેસેંજર ટ્રેઇનની ટીકીટ લઇ મેઇલમાં જવુ નહીં.

૭૯—જેની પાસે જતા આવતાની (ડબલ) પેહેલા તથા બીજા વર્ગની ટીકીટ હોય તે રસ્તામાં ગમે તે સ્ટેશને ઉતરી શકે છે.

૮૦—જાત વળતની પહેલા તથા બીજા વર્ગની ટીકીટ ઓછામાં ઓછા ૭ માસ ચાલે છે.

)

ના હ્ સાફરની ટીકીટ વગ

છે તે

પા માટે

સ્ત્રીને સાથે લઇને ત્રીજા વર્ગના

ાણમ ભરેલુ છે.

જ્યાં પચાસ સાઠ પુરૂષો બેઠા હોય

બેસવું તે જોખમ ભરેલું છે, કેમકે

ા જુદા જુદા સ્વભાવના માણસો બેસે છે.

થનથી કેટલાક લોકો જાણી જોઇને તે સ્ત્રીને

લાશબ્દ બોલેછે. અને વખતે તેની મસ્કરી પણ

ના પુરૂષોની નજર, તે સ્ત્રી ઉપર જાયછે તે સ્ત્રી

અ જ સ્ત્રીને નહીં દેખાવાથી મુઝાયછે, કોઇની સાથે

ડતી નથી અને તે મુસાફરી તેને આસન કેદ જેવી લાગેછે

જો પોતની સાથે બે ચાર સ્ત્રીયો હોય અથવા તો કોઇ

સારી કોમની સ્ત્રીઓ બેઠી હોય તો તે સ્ત્રીસાથે બેસવામાં

રકત નથી, સૌથી સારો રસ્તો એ છે કે સ્ત્રીને સાથે લઇને

વું હોવ તો હેલા અથવા બીજા વર્ગમા બેસવું અથવા તો સ્ત્રીને

ત્રીજા વર્ગના સ્ત્રીયોના ડબામાં પોતાની કોમની સ્ત્રીયો સાથે બેસાડવી.

૮૫ પેહેલા તથા બીજા વર્ગના ડબમાં સ્ત્રીઓએ રાત્રે એકલા બેસવું નહી કારણકે કઇ પ્રસંગે પોતાના લાજ લુંટાવનો સંભવ રહેછે

૮૬–ત્રીજા વગના ડબામાં જો કોઇ સ્ત્રીઓ બેઠેલી નહોય તો સ્ત્રીઓને પોતાના સાથે બેસાડવા પુરૂષોને ભલામણ કરવામાં આવેછે

૮૭–કેઇ કેઇ વખતે સ્ત્રીઓના ડબમા પુરૂષો સ્ત્રીઓનો સ્વાંગ ધારી બેસેછે માટે તેઓથી સાવચેત રહેવું.

૮૮-સ્ત્રીઓએ પોતાના
નહિ નાના બાળકની માતાએ

૮૯-સ્ત્રીઓએ પોતાની ટી
કીટને જીવની પેઠે જાળવવી.

૯૦-સ્ત્રીઓએ ચાલતા સુધી ગ.
ગાડીમાં એકાદ સારા સ્વભાવની તથા પો.
ળખાણ કરવી.

૯૧-ચાલતા સુધી સ્ત્રીઓએ ધકકા ધકકી
નહીં તેમજ ઓળખણ વગરના માણસને ટીકીટ
પવા નહીં.

## પરચુરણ.

૯૨-મોટા સ્ટેશનો શીવાય નાના સ્ટેશનોએ કદી પે
કરવા ઉતરવું નહીં કેમકે નાના સ્ટેશને ગાડી બે મીનીટ કરત.
થોભતી નથી.

૯૩-કેટલાક માણસો રાત્રે પેસાબ પાણી કરવા ઉતરે છે,
વખતે તેમને પોતાનો ડબો જડતો નથી. માટે ચાલતા સુધી રાત્રે
ગાડીમાંથી ઉતરવું નહીં,

૯૪-ગાડીમાંથી ઉતરતી વખતે સાવચેતી રાખવી, ને જો પાસે
ઘણો બોજો હોય તો મજુર કરવો તે મજુર પાસે પટો હોય છે
તેનો નંબર જોવો અને જો પટો ન હોય તો તેને વીખુટો મેલવો નહીં

૯૫-ચાલતી ગાડીએ કદી બારણું ઉઘાડવું નહીં.

સમાપ્ત.

## . વીશે.

. ક્યાંથકી આવ્યો. એ દેશી.

, એ તો ભ્રમણા છે ભાઇ;
., ઠાલી ઠગની ઠગાઇ. ટેક

.ચરે, આવે જો ખત્તા ખઇ,
નહીં, મોટી એ મુરખાઈ. શુકન ૧

.ાજ શત્રુએ, ખંડ કારમાં કીધાં;
વિજય કરી, રાયે ફરિ રાજ લીધાં. શુકન. ૨

. સમો જાયછે, જાય હાથથી બાજી;
મત હઠી જાયછે, તતકાળની તાજી, શુકન ૩

જોતાં મનુષ્યનાં, કઇના વણશ છે કામ;
મુહુરત મેલો પડ્યાં, લોને દેવનું નામ. શુકન ૪

.ડચણો આડી હોય જો, એજ છે આપ જોગ;
વાર કુવાર ન વાંચશો, આપે કરતાં ઉદ્યોગ શુકન. ૫

આ કહુંછું અનુભવ થકી, નહિં મિથ્યા મમત થી;
વેહેમ તજો મારા વહાલાઓ, કરો કામ હિંમત થી, શુકન૦૬

કઇક કહે ટાળ્યા નવ ટળે, લખ્યા છઠ્ઠીના લેખ;
તોપણ તે શોધે શુકનને, પુછે છે મીન મેખ શુકન. ૭

શોધે શરદો શીખીને, ચંદ્ર સુરજ નાડી,
સત્ય અસત્ય શોધ્યા વિના, દંભ રાખેછે દહાડી. શુકન ૮

રાગીનો રોગ મટાડવા, શોધો વૈદક સાચું;
જંત્રને મંત્ર જુઠા ગણી, ડાટો દંભીનું ડાચું; શુકન. ૯

મુર્ખ લોકો કરે માનતા, જાણે રોગ ઘટાડે;
દેવી દેવો નથી લાંચીયા, લાંચ લઇને મટાડે. શુકન. ૧૦

માનતાથી જો મરે નહીં, જરવાળાજ જીવે;

ાપે જુગટુ ભેળી;
સુણુ સટોરીયા. ૯
..નંદ ન દીસે લેશ કદા;
સુણુ સટોરીયા. ૧૦
પાડે ત્યાં બે ફાટે;
સુણુ સટોરીયા. ૧૧
; નાચે કુદે સામા જેને;
.દ્ધને, સુણુ સટોરીયા. ૧૨
ભારી, પકડે તો જેલ લીગો ધારી;
. ઠારી, સુણુ સટોરીયા. ૧૩
જાય બધી, સુખ લેશ ન ભાળે એહ કદી;
દુનીયા માંસ રહી, સુણુ સટોરીયા, ૧૪
ધશે એથી ઝાઝાં, નિજ કુળતણી ઘટશે માઝા;
કાતણાં વાગે વાજાં. સુણુ સટોરીયા. ૧૫
દામાંહે પાપ અતી, મૃત્યુથી પામે માઠી ગતી;
કાદિક પણુ સંઘરતુ નથી. સુણુ સટોરીયા. ૧૬
ઉત્તમ ધંધાઓ બહુએ કરી મેં'નત ને રળતા સહુએ;
સે લક્ષ વિષે તુજને કહુએ. સુણુ સટોરીયા. ૧૭
કેશવ શીખ ઉર ધરજે સારી, તજ સટાને શત્રુ ધારી;
ધારી બેઠા કંઇ ઝખ મારી, સુણુ સટોરીયા. ૧૮

## બે સ્ત્રીના પતિની ફજેતી.

વીતી બાખુ વિદ્નાર બીજી ના કરશો;
વસાય તાણી દ્વાર, તથાપિ લેશ ન ડરશો;

સુખ જાશે સ
અક્કલ ઉંધી. ૫૮
બાળક પણ હાંસી ક
અમેજુ સાચુ માનજો
ધંધો થાએ ધુળ, મુળ
ગોળીમાંનું નીર, સુકાઇ થ.
લાડુ કીધા હોય, તથાપિ રાખ
ખાવા ટાણે ખાસ, શોકયનો જ
અમૃત સરખો આર તે, વિષ સમે.
વીતિ તે વિચારશે, ભીતર ભડકા થાય
ડાહ્યો હોએ તોય, દિવાનો દુનિયાં ભાખે
કડવા વેણો મિઠાં, ગણીને શોનાં સાંખે;
મારી મે'ણાં લોક, ડા'મ દાઝવાપર દે છે,
ના કરવાનું કામ કર્યું શાટે કે' છે;
માટે બંધુ માહરા, એ નારી કરશો નહી;
પોકારી કહુ છું છતાં, કરશો તો મરશો સહી.
લગ્ન પ્રસગે રંગ, ખરો શોકયોનો જામે,
મંગળમાં મો'કાણ કરંતી મંડપ ઠામે,
ગણેશ બેઠા ગણી, સંબંધી આવે જોવા,
કુટે છાતી એક, બીજી ત્યાં બેસે રોવા,
વી'વાની વરશી ગણી. ગાળો ગીત ગવાય છે,
એ નારીના નાથની, આમ ફજેતી થાય છે.
ઘેટા બાઝે જેમ, એમ એ લડતી નારી.
લેશ ન રાખે લાજ, વસુ છુ વનમા પ્યારી,

વા કાજે,
નાટક આજે,
આંખે ભામની
કાસે એ કામની. ૫
વાળી, જ્યારે આવે,
ય, શેવ શા રીતે ભાવે,
ધાન તાન તે દી બહુ ચઢતું,
આમ, રહે છે રોજ સળગતું
જીયા હોય ત્યાં, ભજીયાં ક્યાંથી ભાળશો,
વહીને દુઃખના, દી દુનિઆમાં ગાળશો. ૬
ન ભણેલા ભૂપ; ચૂપ થૈ રે'વુ પડશે.
ય કદી ધનવાન સ્વાન સમ તે આથડશે,
ગુણીયલ ઘેલા થયાં, નાર એ કીધી તેથી,
શાણા ભુલ્યા ભાન, માન ગમાવ્યું એથી,
વાઘણુ કેરા વાસમાં, સુખની આશા શી રહે, ૭
ઘર ઘર નિંદા થાય છે, નિજ વીતી કેશવ કહે.

## ન્યાવિક્રયનો કેર કરનાર માબાપ પ્રત્યે પુત્રીનો શ્રાપ.

સુણુ ચતુર સુજાણ એ રાહ.

ઓ દુષ્ટ પીતા, દીકરી વેચી ધન લેવા શું ધાય છે,
સમજી લેજે, લક્ષ્મી નહિ પણુ અંતે તેતો લાય છે ટેક.
એ પાપ થકી કીડા પડશે, છાતીપર જમ આવી ચઢશે.
ધગધગતા ખીલા આથડશે, ઓ દુષ્ટ પીતા ૧
વૃદ્ધસંગ સુકન્યા ચોરી ચઢી, જોવા જન મળીયા એહ ઘડી;
તુજ કેમ ન છાતી ફાટી પડી, ઓ દુષ્ટ પીતા. ૨

મડદા સાથે ગાંઠ બાંધી,
શું ? આપ પાક ખાધો રાંધી,
કુધંધો કયાં સુઝ્યો તુજને, દુઃ
રોક્યો શું નહિ તુજને સુજને,
શું હાથપગો પડીયા ભાગી, કન્યાવિ
લે પાપી મૃત્યુને માગી ? ઓ દુષ્ટ પી
છે ગાય અને દીકરી સરખી, દોરે ત્યાં
શું ? વેચે છે હરખી હરખી, ઓ દુષ્ટ પી
ધન આવ્યું તે સરતે જાશે, હાંસલમાં મોં કા
આખર તું તો માગી ખાશે ઓ દુષ્ટ પીતા.
કસાઈ હણે બકરી ઘેટી, તું તો વધ કરતો નીજ
તે તો તારામાં બહુ છેટી, ઓ દુષ્ટ પીતા.
આ અબળા અંતે શું કરશે, રડતી બળતી કુવે પડશે,
કાં નિસાસા નાંખી મરશે, ઓ દુષ્ટ પીતા.
કેશવ શીખ આ ઉરમાં ધરશો, સૌ શાંધ મળી બંધી કરશે
તો સજનો શુભ મુક્તિ વરશો,
છે અરજી આ, રંડાવી રામાઓ દેખી આપને,
ધિક્કાર હજો, કન્યાવિક્રય કરનારાં માબાપને, ૧૦

## વૃદ્ધપતિ ગોથા દુઃખ દર્શન.

ભાઈઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડી–એ રાગ.

અરે ભારે દુઃખમાં ભારી રે, વહુ શું વેદના મારી, એ ટેક
પાપી પીતાએ વાયલ વેચી, જુલમ કરીને જરૂર,
પોતાતણી પીડા ટાળવા કાજે, એવી દયાને દુર, અરે ભારે.૧

ધું થયાં દશબાર;
ાધવાને ભરથાર, અરે ભારે. ૨
ત્રીજી વખત વરનાર.
; તાતે ન કરીયો વિચાર, અરે ભારે ૩
કીધું. શોધી બુઢ્ઢો ભરથાર
રૂપૈયા, તાતે હજાર બે-ચાર અરે ભારે. ૪
વીસારી, ભાગી પોતાની ભૂખ;
મુ નજોયુ, લજવી જનેતાની કુખ, અરે ભારે.૫
નવાને કાજે, આપી બુઢ્ઢાને હું બાળ:
આદર કીધો, લગ્ન લીધાં તતકાળ અરે ભારે. ૬
એ લગ્ન લખાવ્યુ, તેડાવ્યા જોશી ત્યાંય;
પતી પુરમાં આવ્યો, સાંભળી કંપી કાય, અરે ભારે. ૭
આવી પતી માંડવે ઉભો, ઉંટીયા સરખો જણાય;
પી મને વાગી કટારી, પીડે ઘણી પિંડમાંય. અરે ભારે. ૮
ક સમુદ્રમાં ડુબી પડી ત્યાં, પરણી એવા પતી સાથ;
હું અબળાનું કાંઇ ન ચાલ્યું, તર્ત ધર્યો મેં હાથ, અરે ભારે. ૯
વળતે દીને જાન કીધી વીદાયે, મેલ્યો મેયારીયાંનો સાથ
રોતી કકળતી સાસરે આવી, નજરે નિહાળ્યો મેં નાથ, અરે ભારે.૧૦
ઝેર હળાહળ ઝાળ આપી મને, જોઇ બુઢ્ઢારૂપ બાણુ;
અરરર ઓ પ્રભુ આ શું બનાવ્યુ, દુખથી વાળ્યો ધાણ, અરે ભારે.૧૧

## જુગારીને શીખામણ.

( વાડીના ભમરા, દાક્ષ મિઠેરે ચાંપાનેરની—એ—રાગ )

જુગારી જનો, જુગટુ રમ્યાની ટેવ ટાળજો ટેક
કાજ માઠામાં માઠું અતિ આ ગણો,
લાજ લેશ ન જાણો જગમાંય રે, જુગારી જનો, ૧

જોયા હાલ બેહાલ જન
રોયા દ્યુત રમતે રમનારરે,
બેબે પત્તે પાસે કે કોરસુકથી,
મેં'ઘે નાણું ધરાણુ ધરબારરે,
રમે અંગના વસ્ત્રો વેચી જુગટે,
ભમે ભુંડા હાલેથી પછી બાધ રે,
ચિત્ત ચોરી કર્મોમાં રહે રાત દી,
જીત લેવાને મન લલચાયરે,
કુળ બોળે જુગાર રમી બાપનું,
સુળ ઉભી કરે છે ઘર માંહ્યરે, જુગા
તજે સંગ સજન સહુ તેમનો,
ભજે ભુંડો જુગારી કહી લોકરે, જુગારી ૭
તોલ તરણા સમાન નાત જાતમાં,
બોલ લબાડી સહુમાં લેખાય રે, જુગારી જનો ૮
ખોયુ પાંડવે રાજ જુગટુ રમી,
જોયુ નળરાજાએ ઘણુ દુઃખ રે, જુગારી જનો, ૯
જ્યારે પર્વ પર્યુષણ આવે પુન્યનાં,
ત્યારે પાપી પુરાંપ. પુરે દાવ રે, જુગારી જનો, ૧૦
પાપ અમાપ લખ્યુ છે સિદ્ધાંતમાં,
છાપ નર્કની લેશો નહી આપરે, જુગારી જનો, ૧૧
કહે કેશવ જો તેવી ટેવને,
રહે નાક ને નાણુ જગમાંહ્યરે, જુગારી જનો, ૧૨

## ૮ સુધારો.

.ારોરે—એ રાગ.

: ઉથ નીમથી જુડોરે;. એ ટેક.

., સુધારે કુધારો કીધ;

.ાયો; જાણે સુધારો ન સિદ્ધ; અરે. ૧

. વ ળ્યો; દુનીયા મધે દાઝ;

દીલ કંપે ઉપજે અંગ ઉચાટ. અરે. ૨

ાામ સુધારાએ, લલચાવ્યા લોકને ફોક;

ધસડાઈ આવ્યો, જાય હોટલમાં થોક. અરે. ૩

.ા વિપરીત ચાલે, હોટલમાં વેહેવાર;

સચવાય ન કોઈના, જઈને જુઓ નીરધાર. અરે. ૪

ાાસણ યવનને અડકે તો, આભડશેટ ગણાય;

૧ રેતીથી મીશ્રીત વાસણ, કહો કેમ નહી અભડાય, અરે. ૫

વાસણમાં યવનને આવ્યો ખાય પીએ એક ઠામ;

એકજ પાણીમાં વાસણ બોળે, રુડે નહીં કેમ રામ; અરે. ૬

ભક્ષાભક્ષ વિવેક રહે નહી, વાણી વિકલ ન વિચાર;

રસના રસની લાલચે લોકો, થાય હોટલે ખુવાર. અરે. ૭

શરમ તજે ને ધરમ ાજે વળી, કર્મ કઠેર બંધાય; રે.૧૦

વાળુ કર્યા પછી રાત્રીએ જમવાથી, રોગ અજીર્ણ થાય. અરે

જીભના સ્વાદથી પપામાં પૂળો, છુપી રીતે મુકે છેક; ૧

પૈસા મળે નહી તો ચોરી કરે ત્યજી મુર્જાદે નિજ કુળ ટેક. અરે ૯

રસના સ્વાદથી સાતે વ્યસનો, આવી અડે છે અંગ;

આચાર ને ન વિચાર રહે કાંઈ, થાય છે નીતિનો ભંગ. અરે. ૧૦

બાળ યુવાન જનો હોટ૰
ખોટો સુધારાનો પવન ફુંક
હોટલમાં ઉંચ વરણને જમ૰
આહ પાણી સોડા લેમલેટાદીકે,
કંદમુળના ભજીયા બટાટાની, કા૰
હા ! હોટલે ઉંચ વરણપર, વાળ્યું
શ્રી ગુરૂ હંસવિજયજીના શિષ્ય શ્રી. ૨
તાસ હુકમથી લોક હિતાર્થે, રચી કવિ૰
નામ સુધારો તજી સૌ કરજ્યો, સાચો સુ૰
શીખ સુગુરૂની સ્વીકારી હોટલમાં, કરશો ના૰
સદાચાર ને કુળ મરજાદા, આચરજો શુભ પેર,
આ ભવ પરભવ સુધરે જેથી, સાંકળચંદ લીલા૰

## વ્યસનીનાં લક્ષણ.

( રઘુપતી રામ રૂદેમાં રહેજો રે—એ રાગ ,

સુણો સમજુ સકલ નરનારી રે, કહુ હીત શીખામણ સાર.
વધે દિનપરદિન અવિચારી, બોળે કુળ બાપનું બહુ વ્યસની
ભૂલી ભાન હૉટલમાં જાએરે, રાશી વાશીને એઠું ખાએરે;
[illegible] રોગના ભોગી તે થાએ, બોળે કુળ બાપનું બહુ વ્યસની રે
[illegible] સ્વાદે બટાટા જમતારે, જોવા જોગ ના પાટીયે ભમતારે;
બારે માસ જુગાર રમતા, બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૩
ઘરબારીનું રાંધ્યુ ન ગમતું રે, ખાતા હૉટલમાં મન ભમતું રે;
રહે પાપનું ત્રાજવુ નમતુ. બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૪
બોધ ધર્મગુરૂનો ન માનેરે, મુઆ બાપના પુત્ર સમાને રે;
પાકયા હિંદમાં એવા હોવને, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૫

બાપ બાળે રે;
નું બહુ વ્યસનીરે; ૬
ાં સમાન સોઢાએરે,
આપનું બહુ વ્યસની રે ૭
ાં પુન્યની નાખે કાપી રે;
કુળ બાપનું બહુ વ્યસનીરે, ૮
ારે બળ્યો હોકો એ પીવો રે;
ળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૯
દેખાદેખીથી સુંઘવા શીખે રે;
બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૧૦
ણારે, કહે કુશળ વેદ પ્રમાણો રે;
ખાણો, બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૧૧
પાળો રે, કદી ડાઘ ન લાગે કાળો રે;
ં આળો, બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૧૨
વ જાણું રે, ગુરૂરાજ પસાએ રચાણું રે;
વું લખાણું, બોળે કુળ બાપનું બહુ વ્યસની રે. ૧૩

## તીતાણામાં જાત્રાર્થે જનારને સુચના.

વે જાત્રાળુ જનોને વિનંતી કરવામાં આવે છે, કે શ્રી શેત્રું-
ગર ઉપર દાદાનાં દર્શન કરવા જતી વખતે ઘણા જાત્રાળુઓ
ની પાસેનાં ઘણાં ધર્મશાળાના કે ટડીયે મા મુકાને જાય છે. તે
બુજ જોખમ ભરેલું છે કે ચોર લોકો તેનો લાભ લેઇ
ાનાં કાંઇ નવાઇ જેવું નથી તેઓ સારી પેઠે જાણે છે કે કુ
ઉપર જનાર ઓછામાં ઓછા ત્રણ ચાર કલાક પહેલા પોતાના મુ
મે આવી શકે તેમ નથી, જેથી નિરાંતે પોતાનું કાર્ય સિદ્ધ કરે છે
માટે કોઇપણ જાત્રાળુએ તેમ નહિ કરતાં, આણંદજી કલ્યાણજીની
પેઢીએ પોતાની પાસેનું જોખમ મુકીને જવું, જેથી નુકશાનમાં આવવા
સંભવ રહે નહિ, આ સુચના અવશ્ય ધ્યાનમાં રાખવા લેખકની ખાસ
વિનતી છે

તદ્દો તૈયાર છે.

| | |
|---|---|
| | ૨થુલીભદ્ર ચરીત્ર, નેમ |
| | નો વીવેગ |
| | શેત્રુંજા મહાત્મ |
| | કુમારાનો ચીલર ભાગ ૧ |
| | પાલીતાણા માનસીંગજી ૦ |
| | માન મુસાફરીની વાર્તા |
| | શ્રીપાળ મહારાજનું નાટક |
| | વૈરાગ શતક |
| | શેત્રુંજાના ઉધાર |
| .લો | જૈન લાવણી સંગ્રહ |
| ૨ જો | મહાવીર ચરીત્ર |
| ૩ જો | નેમનાથ ચરીત્ર |
| ભાગ ૧ લો. | શાંતીનાથ ચરીત્ર |
| ૨ જો | સુરીપતી ચરીત્ર |
| ૩ જો | જૈનરામાયણ |
| ક્રિયા નવાણું પ્રકારી પૂજા | શલોકા સંગ્રહ |
| નોરાસ અર્થ સહિત | નારકીના ચીત્રની પોથી |
| મહારાજનોરાસ અર્થ સહિત | ધનાશાળીભદ્રનો રાસ |
| ગ માનવભનો રાસ | કરીમલ મચ્છી નોવેલ |
| નાં ભોજનનો રાસ | દેવ વંદન માળા |
| પર્યુસણ પર્વની કથા | ગહુલી સંગ્રહ |
| જૈન લગ્ન વીધી | પ્રદ્યુમ્ની કુમાર ચરીત્ર |

એ સિવાય બીજી ઘણી જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી છે.

# વોરા લલ્લુભાઈ મોતીચંદ.

જૈન પુસ્તકો વેચનાર.

મુ. પાલીતાણા.